# कीर्तन.

( १९१२ )

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
અમદાવાદ પ્રાર્થનાસમાજ તરફથી
રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
ઠે. એલીફન્ટ રોડ—અમદાવાદ.

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨.

---

અમદાવાદ, ખેમાસાને ચકલે ધિ 'નટવર' પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ ઓડીનાળાએ છાપ્યું.



કિંમત ૦-૦-૬

# कीर्तन.

( અમદાવાદ પ્રાર્થના સમાજના ૪૧ મા વાર્ષિકોત્સવ સમયે

१

यं शैवाः समुपासते शिवइति ब्रह्मेते वेदान्तिनो ।
बौद्धाबुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ॥
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः ।
सोऽयं वो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥ १ ॥
यं योव्होति च मूसशासनरताः ख्रिस्तेति च क्रिश्चना ।
हुर्मज्देति भजन्तिाग्निन्दगिरया यं शारदुस्ता जनाः ॥
अल्लावेत्यथ मूर्तिभंजनपरा माहम्मदा यावनाः ।
सर्वेशः करुणानिधिः स वितरत्वस्मासु सन्मंगलम् ॥ २ ॥

२

देवा हो जय देवा हो, पतितपावन आम्हां पावा हो.
नाथा हो दीनानाथा हो, तुझिया चरणीं राहो माथा हो. देवा.
बंधु हो दीनबंधु हो, संत जन म्हणे कृपासिंधु हो. देवा.

૩.

વંદુ વિઘ્નહરા, વિભુ વરિષ્ઠ સકળ ઈષ્ટ,
સત્ય સુખદાતા. વંદુ૦
બ્રહ્મગીત ગાઉં નિત્ય પામું મુક્તિ સન્નિહિત;
એજ અમારી પ્રાર્થના પ્રભુ તું પ્રભુ ત્રાતા, વંદુ૦ ૧.

૪.

પાવન કરીને પ્રભુ મતિ શુભ આપોરે;
હાથ જોડિ પ્રભુ કરૂં છું વિલાપોરે. પાવન૦
આ સંસાર વિશે તુજ વિણ કોઈ તારક નથી ભગવાનરે,
તારક તારક તારક રે,
તત્ક્ષણ મારૂં ત્રિવિધ દુઃખ કાપોરે. પાવન ૧.

लख चोरासी फेरे फीर कर, सुंदर तनको पाया. कमलमुख.
खाया पीया सुखसे सोया, नाहक जमाना खोया. कमलमुख.
कहत कबीरा सुनोभाई साधो, आया वेंसा गया. कमलमुख.

६

# जिनके हृदये भगवंत नहीं उन नर अवतार लियो न लियो

૭.

તિમિર જો હૃદયનાં બધાં જશે,
પ્રગટ કાન્તિ પરમેશની થશે,
હૃદયમાં કરિ તમારૂં દર્શન,
પ્રભુ પદે પ્રણમિયે પ્રતિક્ષણ.

૮

पाप ताप दुःख छूटियां, तिमिर गयां सहु दुर;
हरिमुख संमुख सर्वदा, मोद अखंडित उर.

૯.

અતિ તીક્ષ્ણ ધારા, ખડ્ગની છે જેમ,
દુર્ઘટ છે તેમ, ભવ પંથ. ૧.
સાવધાન રહી પગલું મૂકાય,
લક્ષ ન ચૂકાય લક્ષ્ય સ્થલે. ૨.
હૃદયમાં રાખો બ્રહ્મ સન્નિધાન,
ધર્મ અનુષ્ઠાન આચરે તે ૩.
સત્ય તે મહાત્મા જનમાં ગણાય,
પુણ્ય ગતિ થાય સત્ય તેની. ૪.

૧૦.

ગાઇએ તમારૂં નામ રચ્યું છે જેણે વિશ્વધામ,
દયાનો જયાં નહિં વિરામ વરસે નિયત ધારા,
જ્યોતિ જેની ગગન ગગન કીર્તિ વ્યાપી અતુલ ભુવન.
પ્રીતિ જેની પુષ્પિત વન કુસુમિતરંગ સારા. ગાઇએ૦
જેનો ગુણ પારસ રતન પાપી જન મન તાપ શમન,
પ્રસાદ જેનો પ્રણત ભક્તજન સુખદાતા.
અંતહીન નિર્વિકાર મહિમા પ્રભુ અપાર,
મુનિજન મન વચન થાકે તારા યશ ગુણ ગાતાં. ગાઇએ૦

११

अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम्,
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्.

१२

रहा किसिका न कुछ ठिकाना, घडीमें कुछ है घडीमें कुछ है;
अजब तर्हाका यह है जमाना, घडीमें कुछ है घडीमें कुछ है.
कहां है दारा कहां है अकबर, कहां है अर्जुन कहां जुधिस्ठर
होवें यहांसे सभी रवाना, घडीमें०

१३

शुष्क ज्ञानसें कुछ नही सुधरे, क्यौं लिख लिख पुस्तक धरना है;
माणो मांह मन राखो उन्हें, यदि भय दुःख शोक निवरना है.

१४

जीने आपकु देखा नहिं, तन मनकु खोजा नहिं,
मन मेलकू धोया नहिं, न्हाया हुवा सो क्या हुवा.
कुत्ता हुवा धनमालका, धंधा करे जंजालका,
हिरदा हुवा चंडालका, कासी गया सो क्या हुवा.
काजी किताबें खोल कर, नसिहत करे है ओरकु,
आपी अदल चलता नहिं, काजी हुवा सो क्या हुवा.

१५

जीवन सार बिसारा, क्यों मन०
प्रभु पद सेवा त्याग मूढ तू, फिरे अंध मतवारा.
विषय परायण होय जगत्में, धर्मसे कियो किनारा,
काम क्रोध अरु लोभ बश हो कर, हित अपना न बिचारा.
धन दारा सुत काम न आवे, जिन पर किया सहारा,
जिस जगमें तूं भूल रह्यो है, दो दिनका है गुजारा.
पाप ताप संताप दुःख सब, जो तूं चाहें निवारा,
कर अनुताप शरण हरि ले तूं, जो जग प्राण अधारा.

१६.

હૃદયે અમારે કૃપાથી પધારો,
સઘળા નિવારો વિઘ્ન ભય.

તમારી કૃપાથી કષ્ટ સર્વ જાય,
સત્ય મારાં થાય પાપ ક્ષય.
તમારી કૃપાથી થાય વિઘ્ન લય,
મળે સત્ય જય સત્કાર્યમાં.
તમારી કૃપાથી મળે ઇષ્ટ ફલ,
પામે શત્રુ બલ પરાજય.
કૃપાકાન્ત રહો સર્વદા સહાય,
શુભ કાર્ય થાય સર્વ સિદ્ધ.
સમીપ આવીને કરૂં છું વિનય,
દેવ દયામય દ્યો આશ્રય.

૧૭.

જય જય સચ્ચિદ્દ્ઘન આનંદ, જય જય કૃપાકાન્ત સુખકંદ. ૧
જય જય જગદીશ્વર જગવંદ્ય, પ્રણમે સકલ ભક્ત જનવૃંદ. ૨
જય જય જગદાધાર દયાલ, જય જય પ્રણત ભક્ત પ્રતિપાલ. ૩.
જય જય માત તાતને ભ્રાત, જાણો સકલ હૃદયની વાત. ૪.
જય જય વિશ્વંભર વિશ્વેશ, હરશો પાપ તાપ નિઃશેષ. ૫.
જય જય મંગલમય મહારાજ, રાખો શરણગતની લાજ. ૬.
જય જય ભવતારક ભગવાન, આપો તમે અભય વરદાન. ૭.
જય જય સકલ સૃષ્ટિ આધાર, કરશો કૃપા સદા વિસ્તાર. ૮.
જય જય કરૂણાસિંધુ કૃપાલ, દેશો દર્શન દીનદયાલ. ૯.
જય જય જ્યોતિર્મય જગદીશ, આપો શુભ મંગલ આશીષ. ૧૦.
જય જય પરમાત્મા પરબ્રહ્મ, પ્રેરો સદા તમે શુભ કર્મ. ૧૧.
જય જય જય જય જય જગ રાય, લાગે સહુ જન મંડળ પાય. ૧૨.

૧૮

मेरे दिलका मालिक तुही हो तुही हो,
तुही एक राहत तुही जींदगी हो.
मेरा जीस्म दुनियामें रहेता कहीं हो,
हो वीमार याके सलामत भी हो.
पर हरज्या मेरी आंख तुजसे लगी हो,
तेरे वीन न दिलदार मेरा कोइ हो.
हो गरमी या सरदी या बारश झडी हो,
हो पर्वत समंदर या नाला नदी हो.

शहर हो या जंगल महल झोपडी हो,
लगन एक तुजसेही मेरी लगी हो.
हो दौलत मेरे पास या मुफलसी हो,
हो रखता कोइ वैर या दोस्ती हो.
मिले ऊमदा खाना या फाकू अकसी हो,
तुझी एकमे रुह मेरी रम रही हो.
हो इज्जत यहां याके वे इज्जतो हो,
खुशो हो मुसीबत या नींकंदनी हो.
न तुझमे मेरी बेवफाइ कभी हो,
वही हो खुदा जीसमे तेरी खुशी हो.

१૯.

જેમલ રાઠોડની દીકરીરે સુણો, મીંડતા એનું ધામ;
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં રૂડું, ધર્યું મીરાંબાઇ નામ.
મીરાં મન મોહનશું માન્યું. १

મુજને પરણાવો, યોગ ધરાવો, દાસી બનાવો, ખુશિ હું છું;
છે મુજ મન માતા ! જગત વિધાતા, દે સુખશાતા, પ્રભુ પૂજું;
હરિ વિશ્વવ્યાપી, ઉર માંહિ સ્થાપી, દુખ સહુ કાપી, નિત્ય ફરૂં;
સજ્જ છું દૂર જવા, સંકટ ખમવા, રાણી બનવા, હરિથિ તરૂં.' २

२०.

'મેવાડ પતિની રાણી થાતાં જે હર્ષ ના ધરે,
એક જ એવિ તો બાલા દીઠી તે તુજને ખરે.' ३.

२१.

'નથી ખિન્ન હું માત ! લગ્ન પ્રસંગે,
નથી ચિત્ત મારૂં ભરાતું ઉમંગે;
વસ્યા નાથ સચ્ચિદ્દઘનાનંદ ચિત્તે,
જયહાં જાઉં ત્યાં તે રહે સંગ નિત્યે.' ૪.

२२.

વાળી તો વિઠ્ઠલવર કેરી હાર હરીના હૈયે,
ચુડો છે શ્રી ચતુર્ભુજનો શીદ સોની ઘર જઇએ;

ઝાંઝરીઆં જગજીવન કેરાં કાનો કડલાં કાંબી,
વીછુવા ઘુઘરા નારાયણનાં અણુવટ અંતરજામી;
પેટી તો પુરૂષોત્તમ કેરી ત્રિકમ નામનું તાળું,
કુંચી કીધી કેશવ કેરી બીજા ઘરેણા બાળુ.

૨૩.

હું ગાંડી થઇ ગીરધારી પાછળ પ્રેમનો પ્યાલો પીધો છે,
વળી સન્નિપાત શ્રીહરી નામનો મુખથી માગી લીધો છે,
મેં શુદ્ધ બુદ્ધ સાથે સંસારી વ્હેવાર તજી સૌ દીધો છે,
એજ વૃજ વિહારી ગીરધર સાથે નવલો નાતો કીધો છે.

૨૪.

ખાવું નથી પીવું નથી સુવું નથી શય્યા મહીં,
દેહી પડી જાએ ભલે તેની મને પરવા નથી,
જો સત્ય મારી ટેકને ભક્તિ ઉરે સાચી હશે,
તો તરત ગીરધરલાલ કરૂણા કરી વ્હેલા આવશે.

૨૫.

ઉદ્યોતપુરનો રાણો રાજીયોરે તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઇ, લોકિક રીતે મીરાંબાઇ. મીરાં૦ ૫.

દેવીને દેવાં વધામણાંરે ચાલ્યાં, વર કન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીયાંરે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં૦ ૬.

સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે, વિના શ્રીવિશ્વંભર જગરાય. મીરાં૦ ૭.

સાસુ કહેરે સામી બોલી આજથી મારે, નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એને રાખો પરી એક, ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં. ૮.

૨૬.

बलीयसी केवलमीश्वरेच्छा
મથી મિરાંને મન ખેદરેખા;
ભક્તિ કથા કીર્તન ઓચ્છવોમાં,
ગાળે સદા તે દિનરાત્ર વામા.

૨૭.

નણંદ આવી મીરાંબાઈની પાસે ભાભી, આ શો માંડયો ઉતપાત,
સસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માત તાત મીરાં૦ ૧૦.

૨૮.

'સ્તવન ભજન શોભે રાજવંશી જનોને !
વિધિ સહુ ઉદરાર્થે છે દરિદ્રી તણો એ.
તમ ગૃહમંહિ આવે સાધુ સંતો વિશેષ,
સુણિ અતિશય પામે કુંભ રાણાજી કલેશ' ૧૧

૨૯.

મીરાં કહેરે બાઇ કલેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને પ્રભુને સેવે પ્રેમે, ભક્તિ કરીને હરિ ગાય. મીરાં૦ ૧૨
કહેજો તમારી માતનેરે વૃદ્ધ, થયાં પરબ્રહ્મ ગુણ ગાએ;
હરિ વના કોટી દેવ સેવસો તોએ, મરણ ભીતિ નહીં જાયે. મીરાં૦ ૧૩.

૩૦.

વૃત્તાન્ત લાવ્યો નૃપકર્ણ ચાર,
બેઠી મિરાં છે કરિ બંધ દ્વાર,
ઉચ્ચારિ પ્રેમે 'પ્રિય નાથ નાથ'
કરંતિ સંભાષણ કોઇ સાથ. ૧૪.

૩૧.

સુણતામાં રાણો થયો રાતડોરે ખેંચી, ખડગ ધાયો છે તેણીવાર;
પેઠો મીરાંને મહેલે એકલોરે, કોઇ આવે ના ધાઇ દીધાં દ્વાર. મીરાં૦ ૧૫

૩૨.

ધર્યું મિરાંએ શિર તત્ક્ષણે જ,
નિઃશબ્દ માગ્યો નિજ શીર્ષછેદ;
સંકોચ પામી નૃપ સ્તબ્ધ ઊભો,
જ્વલંત ક્રોધે અનિવાર્ય કુંભો. ૧૬.

૩૩.

દીઠો ન અન્ય કોઇને મિરાં એકલિ ત્યાં ખરે,
'ક્યાં છે દર્શાવ તે ક્યાં છે જે સંગે પ્રેમ તું કરે !' ૧૭

૩૪.

ક્યાં છે પુછો શું રાણા રોષમાં રે, તે તો સઘળે વસે છે ભરપુર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટ થકી દુર. મીરાં, ૧૮

કાહાડી નાખોજી આ ક્લેશ કપટ સંગે, નિરમળ કરો મન;
પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો તમને થાય ત્હેંનાં દરશન. મીરાં. ૧૯

૩૫.

વિશુદ્ધ વૃત્તિ મીરાંની સમજાઇ કુંભથી નહિ,
કપટ ગૂઢ છે ક્રુડું શંકા એ ચિત્તમાં રહિ. ૨૦

૩૬.

મિરાં બેઠી સ્તવન ભજને મગ્ન છે ચિત્તગાત્ર,
રાણા કેરો અનુચર ત્યહાં આવિયો લેઈ પાત્ર;
પાત્રે ધાર્યું વિષમ વિષ તે દાખવ્યું રાણિને ત્યાં,
'પીઓ આકે ભજન તજિ દો—એહ રાણાનિ આજ્ઞા.' ૨૧

૩૭.

'વિષપાન કરૂં યદિ વાન કરૂં,
હરિની સ્તુતિ હું કદિ ના વિસરૂં.
વિષપાન વિના હરિ સંમુખ છે,
વિષપાન પછી હરિનું સુખ છે. ૨૨.

૩૮.

પ્યાલો લઇ પિવા જતાં સેવકે કર રોકિયો,
કુંભસિંહ ઉભો આવી દેવીને પાય લાગિયો. ૨૩.

૩૯

हृदय रमण प्राणनाथ, दीनेश्वर जगन्नाथ,
भगतनके रहो साथ, दीनन हितकारी.
काटो मम मोहपाश, करो क्लेश सब बिनाश,
पूर्ण करो मेरी आश, दुःख विपद हारी.
करुं सदा तुमसे प्रीति, विषयनसे हो अतीति,
नित नित तव गाउं गीत, शरण ले तुम्हारी.
जपुं नित्य तेरो नाम, त्यागों सब मलीन काम,
जाउं नाथ तेरे धाम, होकर बलिहारी.

૪૦.

પ્રભુ ભક્તિમાં થયા લીન તુકારામ બાવા રે,
હરિને યાચે થઇ દીન હૃદયે વસવા રે. ૧.
વ્યવહારે ચિંતા ઓછી; પરમાર્થે ભારે રે,
ભોળા સાદા તેથી લોકો, ઠગે વારે વારે રે. ૨.

પ્રભુ ધરવો હૃદયે મારે, ચિતમાં એ ચિંતા રે,
ગણકારે નવ લેશ માત્ર લોકની નિન્દા રે. ૩.
કહાનોબા ભાઈ કહ્યું તેણે, ખત પત્ર ઝાઝાં રે,
ઉઘરાણી એ સાથે ચાલો, લોકે રહે માઝા રે, ૪.
તુકોબા કહે ભાઈ, એ છે કાગળના ઘોડા રે,
ભાગે જ્યાં ભગ્નસાગરે આવે લોભ કેરા હોડા રે. ૫.
દુરાશા કેરૂં મૂળ એમાં ભર્યાં ખરાં ખોટાં રે,
એને ઈંદ્રાયણી માંહે નાંખો, જાય પાપ હેઠાં રે. ૬.
કહાનોબા કહે 'તમે વેરાગી, સંતતિનું શું થાશે રે ?
ધન દ્રવ્યનો નાશ કરો તો, કુટુંબ શું ખાશે રે? ૭.

૪૧.

સાખી.

ખતમાંથી વ્હેંચી દિધાં, કહાનોબાને અર્ધ;
અરધાં નિજ નદીને દિધાં, ટાળ્યું સહુ દિલ દર્દ.

૪૨.

જાતે તુકા કણબી હતા, નહિં શાસ્ત્ર તે શીખ્યા હતા,
શ્રદ્ધા અને સદ્ભક્તિથી હરિ તેમણે પ્રીછ્યા હતા;
ભક્તિરસે ભીનું હૃદયબળ પામિયું કવિતા તણું,
આશ્ચર્ય લોકો પામિયા જોઈ ખરૂં સાધુપણું. ૯.
નિત્યે કથા તુકા કરે ગાતા ભજન ઉલ્લાસથી,
આવે શ્રવણ સારૂ ઘણા લોકો નજિક ને દૂરથી;
ઈર્ષ્યા થકી દ્વેષી થયા બહુ બ્રાહ્મણો ને શાસ્ત્રિયો.
સંન્યાસિયો ને પંડિતો અતિ ક્રોધ સહુને આવિયો, ૧૦.
છે જ્ઞાતિનો જે શૂદ્રને જે જ્ઞાનથી વળિ શૂન્ય છે?
ઉપદેશ દેવા યોગ્ય છે? ને શું રચે વળિ ગ્રંથ તે!
અધિકાર એને કયાંથિ છે! પાખંડિ એ પ્રગટ્યો મહા,
નક્કી બગાડે ધર્મને, ના જોઈએ એ ગામમાં. ૧૧
એવાં વચન બહુ નીકળ્યાં, પીડા તુકા પામ્યા અતિ,
યાત્રા સમે બહુ મારિયા, ને બ્હાર મૂકયા જ્ઞાતિથિ;
ભક્તિ ભર્યા સહુ કાવ્યગ્રન્થો પાણિમાં ડુબાવિયા,
હાકેમ ને અધિકારિયે વળિ સ્વામિને ધમકાવિયા. ૧૨.

વેઠયું બધું એ દુ:ખ તો પણ ભક્તિથી તે ના ચળ્યા,
ના ક્રોધ ચિત્તે લાવિયાના વૈર લેવા સંચર્યા;
આજ્ઞા મુને હરિ કેરિ, "રસપાન કર તું પ્રેમનું,
ભવસાગરે તરિ જઇશ તું"—ને એજ સહુને વીનવું. ૧૩.

૪૩.

તુકોબાનાં સુણી એવાં વચનો ક્ષાન્તિથી ભર્યા,
લજ્જા પામ્યા સહૂ વૈરી આવિને ચરણે ઢળ્યા ૧૪.

૪૪.

સુણી કીર્તિ સ્વામીતણી જે ગવાઈ, શિવાજી મહારજ પામ્યા નવાઈ;
ઘણાં મોકલ્યાં વાહનો ને સવારો, કહાવ્યું મુલાકાત માટે પધારો, ૧૫.

૪૫.

પાછા વાળ્યાં તુકાબાએ, અને ઉત્તર મોકલ્યો,
'રાજદ્વારે નહિ આવું, હરિદ્વારે રહું વશ્યો' ૧૬.

છત્રપતિ મહારાજ પામ્યા આશ્ચર્ય એ થકી,
જાતે ગયા બુવા પાસે અષ્ટપ્રધાનને લઇ. ૧૭.

દ્રવ્યરત્ન મહા મૂલ્ય ભેટ મૂકયાં શિવાજીએ,
લીધાં નહી તુકારામે, ને વદ્યા મૃદુ વાણિએ. ૧૮.

૪૬.

'મુજ દ્રવ્ય હરિ મુજ રત્ન હરિ, હરિ ખોળું સદા બહુ યત્ન કરી;
નકિ સાર્થક જન્મ તણું કરવા, નિત્ય આ હૃદયે પ્રભુને ધરવા. ૧૯.

૪૭.

ભક્તિ ભાવથી હું ચરણ શરણ આવું,
મહા મંગળ ગુણ યશ તમારા ગાઉં,

પ્રેમ કુસુમ માલ પ્રભુ પદે બધાવું,
તમે સત્ય, તમે સત્ય, અંતર્યામ, મહોદ્ધામ,

મન વિરામ, રાખિ હામ, જપું નામ; કરૂં પ્રણામ,
પુરો કામ, હૃદયધામ, પધારો પધારો, દાસ તારો.

૪૮

आज देवो प्रभु ऐसा दर्शन.
जिस दर्शनसे म्हत हो प्राणी, नूतन पावे जीवन.
नयन भरे तव मुख छबि देखे, होय विमोहित तन मन.
प्रेम अजब धारा भीतर, बहे जाय पाप प्रलोभन.
भ्रम भय संशय विदा होय सकले, गांय विमल दया गुण (तव)
भक्त हृदयमें जैसे बिराजो, वैसे प्रकासो इस छन.

૪૯.

તું પ્રભુ, રાજ મહારાજ વિના, મુજ ત્રાતા નથી ત્રિભુવનમાં,
પ્રભુ મ્હારો ત્રાતા નથી ત્રિભુવનમાં,
ત્રાતા નથી પ્રભુ સુખ દાતા નથી, મને રાખો નિરંતર મનમાં,
પ્રભુ મને રાખો નિરંતર મનમાં. તું પ્રભુ. ૧
સદગુણ નિયમો દાખિ દયાનિધિ, વૃત્તિ રાખો પ્રભુ પદમાં,
પ્રભુ મારી વૃત્તિ રાખો પ્રભુ પદમાં, તું પ્રભુ. ૨
અતિ ચંચલ ચિત્ત છે પ્રભુ મારૂં, દોષ થાય ક્ષણ ક્ષણમાં,
પ્રભુ બહુ દોષ થાય ક્ષણ ક્ષણમાં. તું પ્રભુ. ૩.
મંગલ મય ભગવંત તમારૂં, ધ્યાન ધરૂં છું હૃદયમાં.
પ્રભુ તારૂં ધ્યાન ધરૂં છું હૃદયમાં. તું પ્રભુ. ૪.

૫૦.

સતચિદ્દઘન સુખકારક, દુઃખહારક હે;
અનુપમ દેવ દયાલ, જય જગવંદ્ય હરે. ૧

અવિચલ શુભ પદ દાયક, સૃષ્ટિ નાયક હે;
પ્રણતજન પ્રતિપાલ, જય જગવંદ્ય હરે. ૨

અશરણ શરણ શિવ, અદ્વય કરૂણામય હે;
મંગલકારી મહેશ, જય જગવંદ્ય હરે. ૩

અતિઅદ્ભુત બલધારક, જગતારક હે;
વ્યાપી રહ્યા વિશ્વેશ, જય જગવંદ્ય હરે. ૪

દુર્ગુણ દુર્મતિ નાશક, સ્વપ્રકાશ હે,
બહુ ગુણયુત ભગવંત, જય જગવંદ્ય હરે. ૫

ભવપતિ ભવદુઃખભંજન, ભક્ત રંજન હે,
આદ્ય અવ્યક્ત અનંત, જય જગવદ્ય હરે. ૬

જય જય જય જગદીશ્વર, પરમેશ્વર હે;
નિર્મલ નિત્ય નિઃસંગ જય જગ વંદ્ય હરે. ૭

પરમ પ્રભુ પદ પંકજે, પ્રેમ ભકિતથિ હે;
નમિયે સદા સાષ્ટાંગ, જય જગવંદ્ય હરે. ૮

